# खेडा जिल्लानी भूगोळविद्या.

(ગામડાની સવિસ્તર હકિકત.)

ખેડા જિલ્લાના બીજા ધોરણના વિદ્યાર્થીઓના
ઉપયોગને સારૂ.

બનાવનાર.

**બાબરભાઈ શંકરભાઇ પટેલ.**

પીપળાવના

છપાવી પ્રસીદ્ધ કરનાર.

**ચોકસી. માણેકલાલ રણછોડદાસ નડીઆદના**

નડીઆદ સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૪૬——સને ૧૮૮૯



કીંમત ૦—૧—૦

# પ્રસ્તાવના.

ભૂગોળ ભાગ ૧ લો ધોરણ બીજાથી ધોરણ ત્રીજા સુધી ઈંગ્રેજી રાજ્યમાં ચલવવામાં આવે છે. પણ તેમાં જેવી ખપની હકીકત જોઇએ તેવી આપેલી નથી. તેથી નાનાં છોકરાંને પુરેપુરી માહિતી મળી શકતી નથી.

કેટલાક શિક્ષકો તો ભૂગોળના દરેક ભાગના દરેક અક્ષર ગોખાવીને મોંઢે કરાવે છે. પણ તે ભાર છોકરાંથી ઉપાડી શકાતો નથી, કારણ કે એ ગોખીને યાદ રાખવા જેટલી શક્તિ છોકરાંઓમાં હોતી નથી; માટે એવી રીતે ગોખણ નહિ કરાવતાં નાનાં બચ્ચાંને બરાબર સમજણ પડે એવી રીતે જો જુજ જેટલી ખપની હોય તેટલીજ બાબતો શીખવવામાં આવે તો તેથી છોકરાઓના જ્ઞાનમાં વધારો થઈ તે વાત હમેશાં યાદ રહેશે.

વસ્તી તે પણ ગોખાવીને મોંઢે કરાવવો એથી પણ બિલકુલ ફાયદો નથી કારણ—વસ્તીનું પ્રમાણ વરસોવરસ એક સરખું રહેતું નથી. મતલબ વધે છે ને ઘટે છે.

આ સુચના મુજબ જો આ નોટ ધોરણ બીજામાંજ ચલાવવામાં આવે તો બેશક છોકરાના જ્ઞાનમાં વધારો થઈ તે હમેશાં યાદ રહેશે એવી આપ સુજ્ઞ મેહેતાજી અગર આસિસ્ટંટ સાહેબોએ તપાસ કરી ખાત્રી કર્યાથી ખાત્રી થશે. તથાસ્તુ.

લી. શેવક (હુંજુ)

તા. ૧૭-૧૦-૮૯
પીપળાવ.

બાબરભાઈ સંકરભાઈ પટેલ
બી૦ આસિસ્ટંટ.

---

૪૦૧૯

# खेड़ा जिल्लानी भूगोळविद्या.

## નકશો કોને કહેવાય.

નકશો—સરખી વસ્તુ ઉપર કોઇ પણ પદાર્થ જેવાકે—ખુરશી, સ્ટુલ, ઘોડી, પાટી, કોઠી ( દાણા ભરવાની ) પ્યાલો વિગેરે કે પ્રાણીના એટલે ઘોડાના ઉંટના કે બિલાડાના કે કોઇ પણ જનાવરના આખા કે થોડા ભાગ ટુંકામાં કાઢેલા આ બેહુબ નમુના અથવા આકારને નકશો કહે છે.

## દિશાઓ.

મૂળ દિશાઓ ચાર છે. ૧ પૂર્વ, ૨ પશ્ચિમ ૩ ઉત્તર ૪ દક્ષિણ. વળી તે ઉપરથી ચાર દિશાઓ થયેલી છે. તેને ખુણા કહે છે. ૧ અગ્નિ ૨ ઇશાન ૩ નૈરૃત્ય ૪ વાવ્ય એ ચાર ખુણા છે. વળી તે શિવાય આકાશ ને પાતાળ પણ ગણેછે, કુલ દિશાઓ દસ ગણાયછે.

## દિશાઓ પારખવાનું ( ઓળખવાનું. )

દિશાઓ પારખવ.નું મૂળ સાધન સૂરજ છે. ને તે ન દેખાતો હોય તો ધ્રુવના તારા ઉપરથી પારખી શકાય છે. સૂરજ જેમ હમેશાં પૂર્વ દિશામાંજ ઉગેછે. તેમ ધ્રુવ હમેશાં ઊત્તરમાંજ ઉગેછે. તે ઉપરથી પારખી શકાય છે. પૃથ્વીની જે દિશામાં સૂરજ ઉગેછે. તે દિશાને પૂર્વ કે ઊગમણી દિશા જાણવી. અને પૃથ્વીની જે દિશામાં સાંજના સૂરજ દેખવામાં આવે છે તેને પશ્ચિમ કે આથમણી દિશા જાણવી. સૂરજ જે દિશામાં ઉગે છે ને દિશાભણી આપણુ મોં કરીને ઉભા રહીએ તો જોણીતરફ આપણો ડાબો હાથ આવે તેને

ઉત્તર દિશા જાણવી અને જેણી તરફ જમણો હાથ આવે તેને દ-ક્ષિણ દિશા જાણવી.

### ચાર ખુણા પારખવાનું.

પૂર્વ દિશા અને દક્ષિણ દિશા વચ્ચેનો જે ખુણો તેને અગ્નિ ખુણો જાણવો. દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો જે ખુણો તેને નૈરૂત્ય જાણવો પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેનો વાવ્ય ખુણો જાણવો. ઉ-ત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ખુણો તે ઇશાન જાણવો.

### નકશાની દિશાઓ પારખવાનું.

નકશો હરકોઇ દિશામાં ભરવ્યો હોય પણ જો આપણે તેની સામા ઉભા રહીએ તો ઉપરનો એટલે મથાળાનો ભાગ તે ૧ ઉત્તર દિશા અને ડાબા હાથ તરફની તે ૨ પશ્ચિમ દિશા અને ભોંય તર-ફનો અથવા પગ તરફનો ભાગ તે ૩ દક્ષિણ દિશા જાણવી. અને જમણા હાથ તરફની તે ૪ પૂર્વ દિશા જાણવી. આ ઉપરથી નકશા-માં ખુણા તે પણ સેહેલથી સમજાઇ શકાશે.

### પૃથ્વી ઉપર પાણીવાળી જગ્યાઓની મોટી હકિકત.

તળાવ—ઢોરને પાણી પાવા તથા નાહાવા ધોવાને માટે વધારે પાણી ભરાઈ રહેવા સારૂ વચ્ચેથી ખોદીને ચારે તરફથી પાળ બાંધી લીધેલી એવી પાણીવાળી જગ્યા.

સરોવર—તળાવથી વધારે મોટું હોય એવું મોટું તળાવ તેમને છો-બંધ આરા બાંધેલા હોય છે.

પર્વત—પથરાવાળો ને ઘણો ઉંચો ને ઘણો લાંબો ટેકરો.

પહાડ—પર્વતથી નહાનો હોય એવો ટેકરો.

નદી—મીઠા પાણીનો રેલો પર્વત કે સરોવરમાંથી નીકળીને નમીયા-

ણુવાળી જગ્યામાં થઇને જાય ને સમુદ્રને કે રણને મળે કે કોઈ પણ મોટી નદીને મળે તેને.

નાળુ—નદી કરતાં નહાનું હોય ને માત્ર ચોમાસામાંજ પાણી વહે.

નદીનું મૂળ—જે ઠેકાણેથી નદી નીકળે તે જગ્યાને

નદીનું મૂખ—જે ઠેકાણેથી નદી મળે તે જગ્યાને

ધોધ—પથરાવાળા મુલકમાં ઝરણ કે નદીનું પાણી ઉંચેથી નિચે પડે તે.

સમુદ્ર—દરિયો—જમીનના ઘણા ભાગ ઉપર ઘણું ઉંડું ખારૂં પાણી વિંટળાયેલું હોય તે.

સંગમ—બે નદીઓનું પાણી ભેગું થવું અથવા એક નદીએ બીજી નદીને મળવું તે.

અખાત—જમીન ઉપર લાંબા ગયેલા સમુદ્રના ફાંટાને અખાત કહે છે. ને જો તેનું મોંઢું પહોળું હોય તો તેને ઉપસાગર કહે છે.

પરૂં—પંદર વીસ ઘર હોય ને તે ઘર ઘણાં નીચાં હોય તેને પરૂં કે મુવાડું પણ કહે છે.

ગામ—ત્રણસેં કે એથી વધારે ઘર હોય ને ઘર પણ જરા સારાંહોય

કસ્બો—જ્યાં મુસલમાન ને ગરાશીઆ રહેતા હોય તેવા ગામને કસ્બો કહે છે.

શેહેર—સારાં છાબંધ મોટાં ઘર હોય ને પાટીદાર, બ્રાહ્મણ, વાણિયા. સોની, સુથાર લુહાર વિગેરે કારીગર લોકો વસ્તા હોય, અને જે જે જણશો જોઈએ તે મળી શકે, રસ્તા પણ સાફ હોય, દુકાનો વાળાં ચૌટાં પણ વધારે હોય એવા મોટા શોભાયમાન ગામને શેહેર કહે છે.

તાલુકો—એક મામલતદારના તાબાનો મુલક

જીલ્લો—ઘણા તાલુકા એકઠા મેળીને એક કલેકટરના તાબામાં સોંપેલો મુલક.

પ્રાંત—ઘણા જીલ્લા, સંસ્થાન, એજન્સીઓ મળીને થયેલા મોટા ભાગ તેને જેમ કે ગુજરાત, કચ્છ, સિંધ, વિગેરે

## અધિકારીઓ વસુલાત ખાતાના.

મુખી— ગામનો ઉપરી, પોતાના ગામની સરકારી ઉપજ વસુલ કરનાર ને ઉઘરાતદાર કે પટેલ કે મુખી કહે છે.

તલાટી—સરકારી ઉપજ વસુલ કરનાર મુખીને મદદ કરનાર મેહેતો.

મામલતદાર—તાલુકાની ઉપજ વસુલ કરનાર અધિકારીને મામલતદાર કે કુમાશદાર, ગાયકવાડીમાં તેમને વહીવટદાર પણ કહે છે.

મહાલકરી—તાલુકો મોટો હોવાથી તેનો ભાગ કરી જે અમલદાર વસુલ એકઠું કરેછે તેને,

## અધિકારીઓ પોલીસ ખાતાના.

ફોજદાર—તાલુકામાં ચોકશી કરનાર અમલદારને ફોજદાર કે ચિફ્-કાન્સટેબલ કહે છે. જમાદાર, હવાલદાર, નાયક, કાન્સટેબલ, એ એનાથી ઉતરતા અમલદારો છે.

પોલીસ ઇન્સ્પેકટર—એક શેહેરમાં ગુન્હાની ચોકશી કરનાર અમલદારને કોટવાળ કે પોલીસ ઈન્સ્પેકટર કહે છે.

પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ—બધા સિપાઇઓનો ઉપરી જીલ્લાવાર જુદો જુદો હોય છે. ખેડા જીલ્લાનો, ભરૂચ જીલ્લાનો, અમદાવાદ જીલ્લાનો, પંચમહાલનો વિગેરેનો.

## અધિકારીઓ ઈનસાફ ખાતાના.

માજીસ્ટ્રેટ—ફોજદારી ગુન્હાનો ઈનસાફ કરનાર અમલદારને માજીસ્ત્રેટ કહે છે. ( મામલતદાર જે વખતે ફોજદારી કામ કરે તે વખતે માજીસ્ત્રેટ કહેવાય છે. )

જડજ—ફોજદારી ભારે ગુન્હાનો ઈનસાફ કરનાર અમલદાર.

સબાર્ડિનેટજડજ(મુનસફ)—લેણા દેણાનો ચુકાદો કરનાર અમલદારને, સબાર્ડિનેટ જડજ(મુનસફ) કહે છે.

પુસ્તકશાળા—ચોપડીયો વાંચવાની જગ્યા ( લાઈબ્રેરી )

ગામસુધરાઇખાતું—રસ્તામાં પાણી છંટાય, રાત્રે દીવા મુકાય, રસ્તા સાફ રખાય એવો બંદોબસ્ત કરનાર ખાતું (મ્યુનિસિપાલેટી)

કન્યાશાળા—છોડીયોની નિશાળ

દવાખાનું—ઓસડ આપવાનું ઠેકાણું સરકાર તરફથી કે કોઈ ગ્રહસ્થ તરફથી મફત અપાય છે. ખાનગી હોય તો પૈસા લે છે. દવા આપનારને દાકતર કહે છે. ( હાસ્પિટાલ )

સિવિલસર્જન—મોટો દાકતર, વાઢકુટ કરનાર

રીડિંગરૂમ-વિદ્યાર્થીઓને બેશીને વાંચવાની ઓરડી

સ્ટેશન—ગાડીને ઉભી રહેવાની જગ્યા. માલ ચડાવવા ઉતારવા, કે માણસને ચડવા ઉતરવાનો મુકામ તેને રેલવે સ્ટેશન કહે છે.

તીર્થ—દેવની જગ્યા. જેવી કે આશાપુરી, રણછોડજી, સ્વામિનારાયણ, ઉંટડીઆ, વિશ્વનાથ મહાદેવ વિગેરે ઠેકાણાંને તિર્થની જગ્યા કહે છે.

આંગ્લોવર્નાક્યુલરસ્કુલ—ગુજરાતી ઈંગ્રેજી નિશાળ

---

# ખેડા જીલ્લા.

આપણે ખેડા જીલ્લાના તાબાનાં ગામોમાં વશીએછીએ તે ટોપીવાળા કે ઈંગ્રેજને તાબેછે.

હદ—ઉત્તરે ગાયકવાડી મુલક ને વાડાશિનોરનું રાજ્ય છે. પશ્ચિમે અમદાવાદ જીલ્લો અને ખંભાયતના નવાબના તાબાનાં ગામોછે દક્ષિણે મહી નદી છે. પૂર્વે પણ મહી નદી આવી છે.

નદીઓ— ૧ મહી ૨ વાત્રક ૩ મેશ્વો ૪ શેઢી ૫ મહોર ૬ ખારી ૭ લુણી ૮ સાબરમતી ૯ વરાશી ૧૦ ગળતી.

જાણવાલાયકસ્થળો— ૧ ડાકોર ૨ વડતાલ ૩ લસુદ્રા ૪ પીપલાવ ૫ પામોલ ૬ સિંહુંજ ૭ લાંભવેલ ૮ સારસા ૯ નડીઆદ ૧૦ વૌઠા ૧૧ વાસદનો પુલ ૧૨ ભગરીઓ કુવો ૧૩ વાત્રક નદી ઉપરનો રોજો

તાલુકા— ૧ કપડવણુજ ૨ ઠાસરા ૩ નડીઆદ ૪ મેહેમદાવાદ ૫ માતર ૬ આણુંદ ૭ બોરસદ તાલુકા છે.

રેલવેસ્ટેશન—અમદાવાદથી મુંબાઈ જનારી સડક ઉપરનાં ૧ મેહેમદાવાદ ૨ નડીયાદ ૩ બોરીઆવી ૪ આણુંદ ૫ વડોદ (નાવલી) ૬ વાસદ.

આણુંદથી ગોધરા જનારી સડક ઉપરનાં. ૧ ભાળજકાસર, ૨ ઉમરેઠ, ૩ ડાકોર ૪ ઠાસરા ૫ પાલી.

ચરોતર—આ જીલ્લાનો શેઢીની દક્ષિણનો ભાગ ઘણું કરીને ચરોતર કહેવાય છે. તેમાં નડીયાદ, આણુંદ, ને બોરસદ તાલુકા મુખ્ય છે તેની જમીન રસાળ છે. ને તમાકુ વધારે પાકે છે.

પેદાશ—ડાંગર, રૂ, તમાકુ, જીરૂ, ગળી, કસુંબી, બાજરી, કોદ્રા, બાવટો, આદુ, પારીજાતનાં ફુલ (શાળી) સુખડ વિગેરે



## ૧ કપડવણજ તાલુકો.

આ તાલુકાની ઉત્તર દિશાએ ગાયકવાડી રાજ્ય પશ્ચિમે અમદાવાદ જીલ્લો દક્ષિણે મેહેમદાવાદ, નડીયાદ ને ઠાસરા તાલુકા છે. પૂર્વે વાડાશિનોર ને ઠાસરા તાલુકાનો થોડો ભાગ છે. આ તાલુકામાં ૮૫ ગામો છે.

મુખ્યનદીઓ—૧ વાત્રક તેની ઉપરનાં ગામો. ૧ છીપીયાલ, ૨ ઘોડાસર, ૩ ઘોડાલી

૨ મહોર તેની ઉપરનાં ગામો ૧ ભાટેરા ૨ કઠલાલ.
૩ વરાશી એ નાની નદી છે તે કપડવણજ આગળ મહોરને મળે છે.

મુખ્યગામો—૧ કપડવણજ એને ફરતો કોટ છે. મામલતદાર તથા મૂનસફની કચેરી છે. લોકો ઘણા પૈસાદાર છે. સુધરાઈ ખાતુ, પુસ્તકશાળા, દવાખાનું, વિગેરે છે. વળી ત્યાં કાચ અને સાબુ બનાવવાનાં કારખાનાં છે. એ વસ્તુઓ મુંબાઇ અને બીજે દેશાવર મોકલવામાં આવે છે. ૨ આંત્રોલી ૩ છીપડી ૪ તોરણા ૫ લસુંદ્રા ( ત્યાં ઉના પાણીના કુંડ છે ) ૬ કઠલાલ ૭ પિઠાઇ ૮ ભાટેરા ૯ અનારા ૧૦ રવદાવત વિગેરે મોટાં ગામો છે. કપડવણજથી પાંચ ગાઊ ઊપર ઉંટડીઆ તથા કેદારેશ્વર મહાદેવની જાત્રા ભરાય છે.

મુખ્યનિકાશતથાપાક—બાજરી, કોદ્રા, સરસવ, કાચ, અને સાબુ છે,

## ૨ ઠાસરા તાલુકો.

ઉત્તરે વાડાશિનોરનું રાજ્ય તથા કપડવણજ તાલુકો છે. પશ્ચિમે નડીયાદ તાલુકો દક્ષિણે આણંદ તાલુકો ને પૂર્વે મહી નદીઆવીછે. આ તાલુકામાં ૯૬ ગામો છે.

મુખ્યનદીઓ—૧ મહી માળવાના પહાડમાંથી નીકળીને આણંદ તથા બોરસદ તાલુકામાં થઈ ખંભાયતના અખાતને મળે છે. ને તે ઉપર વનોડા ગામ છે.

૨ શેઢી—એ ઉત્તરમાં આવેલા ડુંગરામાંથી નીકળી ડાકોર આગળ થઇ નડીઆદ તાલુકામાં જઇ ખેડા આગળ વાત્રકને મળે છે. ૩ ગળતી એ નાની નદી છે.

મુખ્યાગામો—૧ ડાકોર-એમાં રણછોડજીનું મોટું દેહેરું છે. ને ત્યાં દરસન કરવા દરેક પુનમે ઘણા લોકો આવે છે. આસો સુદી ૧૫ તથા અશાડ સુદી ૨ ની રથજાત્રાએ મોટો મેળો ભરાય છે. તેમાં લાખ માણસ ભેગાં થાય છે. ત્યાં ગોમતી નામે તળાવ છે. એમાં સુધરાઈખાતું, પુસ્તકશાળા, અને દવાખાનુંછે ૨ ઠાસરામાં મામલતદારની કચેરી છે. ૩ જનોડ ૪ પડાળ, ૫ કાલસર, ૬ પાલી, ૭ ઢુંડાદ્રા ૮ આગરવા ૯ સાંઢેલી ૧૦ વાંઘરોલી, ૧૧ હુંઘાડી, ૧૨ વાડદ,

મુખ્યરેલવેસ્ટેશન—૧ ડાકોર, ઠાસરા ને પાલી છે.

મુખ્યનિકાસ—બાજરી, ડાંગર, અને બાવટો.

## ૨ નડીયાદ તાલુકો.

આ તાલુકાની ઉત્તરે કપડવણજ તાલુકો પશ્ચિમે મેહેમદાવાદ ને માતર તાલુકો દક્ષિણે ગાયકવાડનો મુલક ને પૂર્વે આણંદ અને હાસરા તાલુકા છે. આ તાલુકામાં ૮૧ ગામો છે.

નદીઓ—૧ **શેઢી** આ તાલુકામાં વહી **ખેડા** આગળ વાત્રક નદીને મળે છે. ને તે ઉપર **વિણા** ને **બિલોદ્રા** ગામો છે. ૨ **મોહોર** એ અરજનકોટ આગળ શેઢીને મળે છે. ૩ **લુણી** એ પણ ત્યાં આગળ મળે છે.

મોટાંગામો—૧ નડીઆદ—માં મામલતદાર તથા મુનસફની કચેરીઓ છે. રેલવેસ્ટેશન છે. સુધરાઈખાતું છે. ઈંગ્રેજી નિશાળ છે. પુસ્તકશાળા અને દવાખાનું છે. સંતરામનું મોટું ધામ છે, તથા મોટાં મોટાં તળાવો અને ધર્મશાળાઓ છે. ૨ અલીણા ૩ ચુણેલ ૪ મોહોળેલ ૫ ઉતદસંડા ૬ નરસંડા ૭ ચકલાશી ૮ ડભાણ ૯ મહુધા ૧૦ વડતાલમાં સ્વામિનારાયણનું મોટું મંદિર છે ને ત્યાં કારતકી પૂનમે ને ચૈત્રી પૂનમે મોટી જાત્રા ભરાય છે. ૧૧ કેરીઆવી ૧૨ મરીડા ૧૩ ખુંટજ ૧૪ ડહુસર ૧૫ ભાનેર વિગેરે

રેલવેસ્ટેશન—નડીઆદ એકલુંજ છે. નડીઆદથી તે કપડવણજ સુધી જવાનો કાચો રસ્તો બાંધેલો છે. વચ્ચે મહુધા, ભાનેર, વિગેરે ગામો આવે છે.

નિકાશ—બાજરી, કોદરા, તમાકુ, જીરૂ, તલ, અને રૂ, વિગેરેની પેદાશ છે.

—*—

# ૪ મેહેમદાવાદ તાલુકો.

ઉત્તરમાં કપડવણુજ તાલુકો પશ્ચિમે અમદાવાદ જીલ્લો દક્ષિણે માતર તાલુકો ને પૂર્વે નડીયાદ તાલુકો છે આ તાલુકામાં ૬૨ ગામોછે.

નદીઓ—૧ **વાત્રક**-કપડવણુજ તાલુકામાંથી આવીને મેહેમદાવાદ તાલુકામાં વહી ખેડા આગળ થઇને માતર તાલુકામાં જાયછે. તેની ઉપર ૧ ઘોડાસર, ૨ ઘોડાલી ૩ ખેડા છે. ૨ **મેસ્વો**-એ દેદરડા, સમાદ્રા આગળ વાત્રકને મળે છે. ને તે ઉપર ૧ સાંખેજ ૨ મહાતજ છે. ૩ **શેઢી** આ તાલુકાની દક્ષિણ દિશાએ થઈને ખેડા આગળ વાત્રક નદીને મળે છે. ૪ **ખારી** સાબરમતી અને મેશ્વાની વચ્ચે છે ને તે સાબરમતીને મળેછે.

ગામો—૧ **ખેડા**-માં કલેકટર, સબાર્ડિનેટ જડ્જ, પોલીસ સુપ્રીટેન્ડેન્ટ, સિવિલસર્જન વિગેરે અધિકારીઓ રહે છે. પુસ્તકશાળા, દવાખાનું, સુધરાઇખાતું, ઇંગ્રેજી નિશાળ છે. ખેડાને ફરતો કોટ છે. ૨ **મેહેમદાવાદ** એ મહમદબેગડા નામે પાદશાહે વસાવ્યું માટે મેહેમદાવાદ નામ પડ્યું વળી ત્યાં બાસ્તો વણાતો તે પેહેલાં ઘણો વખાણાતો પણ હાલ તે કશા લેખામાં નથી. ત્યાં મામલતદારની કચેરી, ગામ સુધરાઈખાતું, દવાખાનું. રીડિંગરૂમ વિગેરેછે. ૩ **સિહુંજ**માં વિશ્વનાથ મહાદેવ છે. ૪ **મહિજ**, ૫ **કનિજ**, ૬ **સરસવણી** ૭ **રૂદણ** ૮ **વાંઠવાળી** ૯ **અકલાચા** ૧૦ **મોકવા** ૧૧ **હાલી** ૧૨ **ખિડજ** વિગેરે મોટાં ગામો છે.

સ્ટેશન—મેહેમદાવાદ એકલુંજ છે. મેહેમદાવાદથી તે ખેડે જવાની

સાચી કડક બાંધેલી છે.

જોવાલાયક—ભમરીઓ કુવો ને વાત્રક નદી ઉપરનો રોજો (મુસલમાનનો હોય છે)

નિકાશ—બાજરી ડાંગર, કોદ્રા, શેરડી, અને પારી જાતનાં ફુલ ( શાળીનાં )

## ૫ માતર તાલુકો.

ઉત્તરે મેહેમદાવાદ તાલુકો પશ્ચિમે અમદાવાદ જીલ્લો દક્ષિણે ખંભાતના નવાબનાં ગામો ને પૂર્વે ગાયકવાડી મુલક ને નડીઆદ તાલુકો આવેલો છે. આ તાલુકામાં ૮૦ ગામો આવેલાં છે.

નદીઓ – ૧ **સાબરમતી** એ ખંભાતના અખાતને મળે છે. ૨ **વાત્રક** એ આ તાલુકાના પાલ્લા ગામ આગળ સાબરમતીને મળે છે. એની ઉપર ૧ **રઢુ** ૨ **હરીઆળી** ૩ **મેહેળજ** વિગેરે ગામો છે.

ગામો—૧ **માતર** ત્યાંના વાણીઆઓ પૈસાદાર છે. શ્રાવક વાણિયાઓએ પોતાના ધર્મનાં મોટાં મોટાં દેહેરાં બંધાવ્યાં છે. વળી મામલતદારની કચેરી છે. ૨ **રઢુ** ૩ **લીંબાશી** ૪ **લાજ** ૫ **ભલાડા** ૬ **પરિયજ** ૭ **મોરજ** ૮ **નવાગામ** ૯ **ધરોડા** ૧૦ **અલિંદ્રા** વિગેરે ગામો છે.

જોવાલાયક—પાલ્લાની સામે કાંઠે વૌઠા છે. ત્યાં આગળ દરવરશે કારતક સુદી ૧૫ દેવદીવાળીએ મોટો મેળો ભરાય છે.

નિકાશ—ડાંગર, બાજરી, કોદ્રા, ઘઉં ને કસુંબી છે.

## ૬ આણંદ તાલુકો.

હદ—ઉત્તરે ઠાસરા તાલુકો પશ્ચિમે નડીઆદ તાલુકો દક્ષિણે બોરસદ તાલુકો ને પૂર્વે મહીનદી આવીછે આ તાલુકામાં ૮૬ ગામોછે.

નદીઓ—૧ **મહી** એ ઉપર ૧ **ખોરવાડ** ૨ **પરતાપપુર** ૩ **વાસદ** વિગેરે છે.

ગામો—૧ **ઉમરેઠ** માં મુનસફની કચેરી છે. ને ખેડાવાળ બ્રાહ્મણની વસ્તી વધારે છે ને પુસ્તકશાળા છે. ૨ **આણંદ** માં મામલતદારની કચેરી છે. ૩ **નાહાપાડ** ૪ **કરમસદ** ૫ **ઓડ** ૬ **સારસા** માં કુબેરદાસનું મોટું મંદિરછે. ૭ **બોરીઆવી** ૮ **સામરખા** ૯ **ચીખોદ્રા** ૧૦ **થામણા** ૧૧ **સંડલપુર** ૧૨ **વાસદ** ત્યાં આગળ મહીનદી ઉપર પુલ બાંધેલો જોવાલાયક છે. ૧૩ **ખંભોળજ** ૧૪ **તર્ણોલ** ૧૫ **લાંભવેલ** ત્યાં હનુમાન છે ને તેમનું નામ લાંભવેલા હનુંમાન છે ૧૬ **વડોદ** ૧૭ **નાવલી** ૧૮ **અડાસ** વિગેરે છે.

રેલવેસ્ટેશનો—૧ **આણંદ** ૨ **ઉમરેઠ** ૩ **વાસદ** ૪ **બોરીઆવી** ૫ **વડોદ** (**નાવલી**) ૬ **ભાળજ-કાસર** છે.

નિકાશ—તમાકુ, કોદ્રા, રૂ, અને બાજરી છે.

---

## ૭ બોરસદ તાલુકો.

હદ—ઉત્તરે ગાયકવાડી ગામો તથા આણંદ તાલુકો પશ્ચિમે ગાયકવાડી ગામો દક્ષિણે મહીનદી ને પુર્વે પણ મહીનદી આવી છે. આ તાલુકામાં ૮૯ ગામો છે. પણ તે બધાં જથાબંધ નથી

કારણ કે વચ્ચે ગાયકવાડી ગામો તથા નવાબી ગામો આવેલાં છે. ખેડા જીલ્લાની છેક દક્ષિણ દિશામાં આ તાલુકો આવેલોછે.

નદીઓ—૧ **મહી** તે ૧ ઉમેટા ૨ દેહેવાણ ૩ **અદલપુર** આગળ થઈને **ખંભાતના** અખાતને મળે છે

ગામો—૧ **બોરસદ** એમાં મામલતદાર અને મુનસફની કચેરીઓછે. દવાખાનુંછે. અને એની ચારે દિશાએ કોટ છે. ૨ **આંકલાવ** ૩ **ભેટાસી** ૪ **વિરસદ** ૫ **અલારસા** ૬ **રાસ** ૭ **દાવોલ** ૮ **દેહેવાણ** ૯ **સુણાવ** ૧૦ **પીપલાવ** એમાં આશાપુરી માતાનું મોટું દેહેરું છે. ને ત્યાં દરશન કરવા ઘણા લોકો આવે છે. ઘણું કરીને માગશર મહિનામાં વધારે આવે છે. વળી ભાદરવા સુદી ૮ દ્રોઆઠમે મોટો મેળો ભરાય છે ૧૧ **ઇશણાવ** ૧૨ **પાલજ** માં ધારાળાની વસ્તી વધારેછે. ૧૩ **બોચાસણ** ૧૪ **વડદલા** ૧૫ **રાલજ** ૧૬ **વાંછીઅલ** ૧૭ **પામોલ** માં લાલબઇ ફુલબઇ માતાઓછે ૧૮ **નહાપા** ૧૯ **વેહેરા** ૨૦ **કંથારીઆ** વિગેરે છે.

રેલવેસ્ટેશન—બિલકુલ નથી પણ બોરસદથી તે વાસદ સુધી કાચી સડક બાંધેલી છે.

નિકાશ—બાજરી, બાવટો, કોદરા, તમાકુ, સુખડ, ડાંગર, ગળી, વિગેરે.

દરેક તાલુકાની વસ્તી લખેલી નથી. કારણકે વસ્તીનું પ્રમાણ હમેશાં સરખું રહેતું નથી.



# જાહેરખબર.

સરવે સાહેબોને ખબર આપવામાં આવે છે કે સરકારી નિશાળમાં ચાલતી ગુજરાતી તથા ઇંગ્રેજી સંસ્કૃત તથા વારતાઓની તથા નાટકોની તથા અર્થ ડીક્ષનરી હીંદના ઇતીહાસના પ્રસ્નોતર ભુમીતીની નોટ તથા દેશીનામાં વીગરેની ચોપડી તથા સવ જાતની ભુગોળની નોટો કાયદાઓ નીચે લખેલે ઠેકાણેથી મળશે.

નડીઆદ—ચોકશી માણકલાલ રણછોડદાસ અમદાવાદી ચકલે વાયડાપોળમાં. તથા ન્યુબુક ડીપોઝીપર શા. ત્રીકમલાલ રણછોડદાસ

સોજીત્રા—ગાંધી ઈશ્વરદાસ માધવજીના આગળ અમારી પાસે તથા ભાવસાર નાથાભાઈ રણછોડભાઇ

પેટલાદ—શા. રવીચંદ નાંહાંનચંદ તથા વોરા મમદઅલી સુલેમાન બુકસેલર.

વસોમાં—અમીન ચુનીલાલ બીખાભાઇ સીનોરવાળાને ત્યાંથી

કાગળ વેહેવાર નીચેને સરનામે કરવો.

ચોકશી માણકલાલ રણછોડદાસ ઠે. અમદાવાદી ચકલે વાયડા પોળમાં.